શ્રી સરસ્વતી દેવી પ્રસન્ન હજો

વાંચો  જગત સાથે ગમત આપી દીકરીઓના દુખો દેખાડનારી  વાંચો

# સંસારના સપાટા

અને

# કળીયુગના ઝપાટા

વિદ્યાપીઠ ગ્રંથાલય
૧૦૩૮૭
અમદાવાદ

---

ભાગ – ૧

આ ચોપડીના સર્વ હક્ક લેખકને સ્વાધીન છે માટે તેમના પરવાનગી સીવાય કોઈએ છાપવી યા છપાવવી નહી

લેખક

( કોમીક કવી ) મગનલાલ બાપુજી ગોધરાવાળા

પ્રકાશક

હીરાલાલ મંગારામ

ઠે. સ્ટેશનરોડ  મુ આણંદ  ( ગુજરાત ,

પ્રત ૭૦૦  આવૃત્તિ પહેલી  સને ૧૯૨૨

કિંમત ૦-૨-૦

૧૦૩૮૭

# અર્પણ પત્રિકા

વહાલાં દેશબાંધુ

આર્ય ભુમીમાં ઉત્પન્ન થયેલી જે સતિઓએ અત્યાર હિંદ ભુમીની કીર્તિ અને નામનાને વધારી છે. તેજ આર્ય ભુમીની અબળાઓ ચાલુ જમાનાના અંગે ફેશન રૂપી ફંદમાં ફસાઈ પોતાના સ્ત્રી ધર્મને ત્યાગી નવનવા મોજ શોખ અને વૈભવ ભોગવી હીરા જેવા આપણા હિંદ દેશની કીર્તિને કલંક લગાડે છે તેવી આર્ય બાળાઓનાં તેમજ પૃથ્વી ઉપર પેદા થએલા દીકરીઓની કમાઈ ઉપર આધાર રાખનાર પાપી પુરૂષો; જેવા કે પોતાના સ્વાર્થના અંગે દીકરી જેવા રત્નને ઉછેરી તેનુ હીત નહીં ચહાતા પૈસાના લોભથી વૃદ્ધ અપંગ, બેરા, બોબડા અથવા નાના પતિ સાથે પરણાવી લાકડે માંકડુ વળગાડનાર, પોતના સ્વાર્થને સાધી ગુજરાન ચલાવનાર અગર દીકરીઓના પૈસે મ્હેં ને પોતાને મ્હોટા શેઠ કહાવી જગતમાં જ કળ બીંદુના જેવી પોતાની નામના મેળવવાની ઇચ્છા ધરાવનાર સ્ત્રી તથા પુરૂષોના તેઓના કઠિન હૃદય ઉજાળવાના શુભ હેતુથીજ આ પુસ્તક તેમને સમર્પણ છે, કારણ કે કન્યાવિક્રય જેવા રાક્ષસી ને ઘાતકી ક્રુર રીવાજો અટકાવી હજારો બાળાઓના આશિર્વાદો મેળવ એજ મહેચ્છા પ્રભુ પિતા તેવા સજ્જનોના હૃદયમંદિર નિવાસે અને આ મારી કિંચિત સેવા સફળતા પામો.—લેખક

# ચાલુ જમાનાનો ચિતાર

રાગ – ગઝલ

હિંદ જેવી પવિત્ર ભુમિ પર કંઇક નારીઓ પેદા થઇ
ટેક તેનો જાળવવા માટે દુઃખ વેઠીને સતીઓ થઇ
ઘણી કુંવારીકા થઇ સાધવી નામ તેહનું ખીલવવા
દુષ્ટ જનોએ બળવા કીધા સતિ તણા પદને હણવા
ગણિક જેવી સતિ નારીએ પુત્ર પોતાના બે ખોયા
રૂપ રંગ દેખીને દુષ્ટ સિદ્ધરાજ જેવા તે પર મોહ્યા
સતિ તણી આ ખાણ રૂપ જે હિંદ ભુમી વખણાયે છે
તેજ ભુમીની બાળાઓ જુઓ ગુણીકા થઇને ગાય છે
મિરાં જેવી સતિ નાર પણ પ્રભુ ભક્તિમાં લીન થઇ
રાણાનાં બહુ દુઃખ વેઠીને કુળ પોતાનું તારી ગઇ
દમયંતી પણ પતિ ભક્તિથી નળરાયની સાથે ગઇ
પતિ ભક્તિનો પ્રેમ સાચવી જંગલમાં તે ભમતી રહી
હવે વીરલા નારા સુણજો કહું શંખણીનો ચીતાર
કામ તમારૂં પડતું મુકો જેથી જરા ન લાગે વાર
એક દીવસના સમય ઉપર હું નાખુ બાગમાં ફરવા ગયો.
ઉનાળાની ઋતુ હતી તો ઝાડ નીચે હું બેસી રહ્યો

તેવામાં બે નટ્ટ્ટ નારની જોડી તો મમ નજરે પડી
હાસ્ય વિનોદ ને નખરાં દેખી શંકા મનમા થઇ ખડી

પેરીસની પ્રખ્યાત રેશમી સાડી તેના શરિરે હતી
પવન તણા સપાટા સાથે સઘળી અંગે ચોટી જતી

ચોળી ને ચણીઓ પણ તેનો ઢાકાના મલમલનો હતો
પરસેવો સરીરે વળવાથી તે પણ અંગે ચોટી જતો

માને પેટ જનમીતી તેવું સઘળું અંગ તો નીરખાનું
પણ શંખણી નાર તણું નો હૈડું ખુબ હરખાતું તું

વળી વાળ ફેશનમાં ઓળી ચાંચો ઉપર પાડીતી
એડીવાળા બુટ પહેરીને છત્રી કરમાં ઝાલીતી

હાથે પણ ઘડીયાળ બાંધીને ચશમા નાંખી આંખોમાં
વાત કહું શું વીરલા તેની ખામી રહી ગઈ પાંખોમાં

તેવામાં કોઇ અમુક શેઠની મોટરે ભુમ ભુમ કીધું
અવાજ તેહના કાને જાતાં બંનેનું હૈડું બીધું

સત્વર જલદી ઉભી થઇને ઝાડ પુઠે છુપાવા ગઇ
તેવામાં ત્યાં બે જ મીનીટમાં મોટર આવી ઉભી રહી

દીલ અંદર શંકા તેઓને પોતાના સ્વામીની હતી
પણ આ મોટર તો રાખેલા છેલ તણી ફરવાને જતી

ઓચીંતાં આ પ્રેમી જનોને નીરખી સઘળાં રાજી થયાં
મોજ સોખ ભોગવવા માટે એક બાંક પર બેસી ગયાં
પાંચ દસ મિનીટ તેઓ એ પ્રેમ થકી બહું વાતો કરી
પછી તેઓ એ લજા છોડી એ સઘળું જાણે શ્રી હરી
હું પણ આવું કોતક દેખી દીલ મહીં બહુ પસ્તાયો
અરે હીંદની બાળાઓ શા કાજ વખત આવો આવ્યો
એમ મનમાં વિચારી કંઇ હીંમત દીલમાંહી ધારી
પાસ ગયો પુછવાને તેણી તો મોટર દીધી મારી
મેં મન માંહે વીચાર કીધો શુ જુનો જમાનો ગયો વહી
સતિ નારીઓ ચાલી ગઇ ને શંખણી કાં પેદા થઇ
અરે હીંદ તું કે'મને કે કયારે દશા તુજ પલટાસે
પિતા પુત્રિને વેચીને કયાં સુધી આવુ ધન ખાસે
મગનલાલે તો ખુબ લખ્યું છે હીંદતણા દુખો કાજે
પવિત્ર મારી ભારત ભુમિની દુર દશા શું થઇ આજે

# સ્ત્રીઓની ફરજ અને લેખકની અરજ

( રાગ ગઝલ )

અરે ઓ હીંદની દેવી પતિને પ્રેમથી સેવી
કરીશના નીચ તું કામો ગણીને નર્કનાં ધામો
પતિને પ્રેમથી પરણી ખરે તું સાસરે આવી
કહું શું વાતને વરણી દીલે ઉમંગ તો લાવી
પતિને ઇશ માનીને તમારા દેવ જાણીને
વહિલો પુજ્ય માનીને અતિ સેવા કરી લેજે
નજીવા નારીના ભોગો વિષે લાલચ નહી ધરતી
વિષયમાં છે અતિ રોગો જાણીને પ્યારના કરતી
પતિનો પ્યાર જો મળતાં મળે જે સુખ સંસારે
ગણીસ આનંદ તેને તો ચઢશે ઇશ તુજવારે
રીઝવજે નાથને તારા ગણીને પ્રાણથી પ્યારા
ખરા એ શાસ્ત્રના ધારા સુણીને આ વચન મારા
સતિ તુજ સત્ય સાચવવા પડે જો દેહ કંઇ તારી
સુખેથી પ્રાણ પણ દેજે ગણીને મોક્ષની બારી

# ચાલુ જમાનાના ઝઘડા

( રાગ–ખ્યાલ )

હિંદતણા ઓ બંધુ મારા વિદેશમાં શું ભટકો છો
પાપ કર્મથી નહી ડરનારા પુણ્ય મારગે અટકો છો
હિરા જેવો હીંદ દેશ આ સારી સૃષ્ટિમાં વખણાતો
મોટા મુનીવર તણા મુખોથી હિંદ દેશ છે પંકાતો
જુના પુરાણો જુની વાતો ને જુના જનો તો સૌ કહાવે
સારી સૃષ્ટિમાં હિંદ દેશની બરોબરી કો નવ આવે
બાર વર્ષના થયા એટલે રાંડોમાં જઇ ભટકો છો
પાપ કર્મથી નહીં ડરનારા પુણ્ય મારગે અટકો છો
સુરાઓ સૌ થયા બાયલા જોઇ રાંઠ રહેતા રાજી
સમયતણા આ લાગ જોઇને મશકાઓ કહેતા હાજી
હિંદતણા દુઃખોને દેખી ધીરજ શી રીતે હું ધરૂં
કંઇક નરોનાં કર્મો દેખી કયાં જઇને હું પોતે ઠરૂં
ઢાંગ બતાવી મોઢું લગાડે ઘોડાગાડીએ ફરનારા
કેમ જનુની તારી લજવે કન્યા વિક્રયના કરનારા

પહેલાંનો તું વખત જોઇ લે ને ભવનો લાવો કેવો
મુરખ મનની સમજી લેજે ચઢતી પડતીના જેવો

પહેલાંના શું પુરૂષો જોને બ્રહ્મચર્યના પાળક હતા
પચીસ વર્ષો પુરાં થાતાં સ્ત્રીઓના સ્પર્શે તે જતા

સ્ત્રીઓતો શું ધર્મ પાળતી પ્રભુસમ પતિને માનીને
પતિ સેવનથી પાર ઉતરતી દુઃખને સુખ સમ જાણીને

નવા જમાને શું જામે છે તેની તો વાતો કરીએ
બાળા બાર વર્ષની થાતાં પરણીને તેને વરીએ

પુખત ઉંમરની થાતાં પહેલાં સંસારે પર નહી માયા
પચીસ વર્ષે પરણ્યાથી મજબુત થાતી જુઓ કાયા

ધણીધણીઆણીના શું ધર્મો તે જાણ્યાનું કામજ નહી
માબાપોની સર્મ તોડી બાપ થઇ ઝટ બેસે અહીં

ચાર સખીઓ ભેગી થાય ત્યાં વાતો તો આવી ચાલે
અલી બેન મારો સ્વામી પેલીને ઘરમાં ઘાલે

ખાવાનું નહી રાંધી આપું ત્યારે તેઓ શું ખાસે
કુરીમ કોકડી હું પણ થઇને તો તે દેખી પસતાસે

અલી બેન પાપુ મને રેશમી બંગડીઓ બહુ સોભે છે
કોઇક બંગડીવાળા સાથે મુજ મનડું બહુ લોભે છે

માથામાં અત્તર નાખીને ઠંડી ચાલે ચાલીશું
નવીન નરોના હાથ ઝાલીને બજારમાં જઈ મ્હાલીશું

લેડી ફેશનના બુટ પહેરીને પોલીસ પણ નિત્યે કરશું
પતિ લડવા આવે ત્યારે તેઓથી નવ ડરશું

પહેરવેશ જુની ફેશનનો તે મુજને તો નવ ગમશે
નવીન જાતનાં વાયલ ઉપર મારૂં તો દીલડું રમશે

માટે શું કહું વાત હો વીરલા ફેશન તો વળગી તમને
એનો છોટો ઢાંગ હવે તો જુના ગમે છે બહું અમને

પ્રાચીન કાળમાં કોઈક નારીઓ કર બીજાને નવ દેતી
પતિ ભક્તિ સાચવવા માટે દુઃખ અતિસે તો સ્હેતી

તેવી નારીઓ હીંદ ભુમી પર હાલ નથી નજરે ચઢતી
માટે મારા હીંદ દેશ તારી તો થઈ ગઇ છે પડતી

કંઈક નારીઓ સતિતણા ડોળે બહુ મોજે મ્હાલે છે
માટે મારા હિન્દ દેશ આ દુર દશા તુજ ચાલે છે

મગનલાલ તો કહે આટલું તે બ્હેનો ઉરમાં ધરજો
હિન્દ દેશની ચઢતી કરવા ફેશનને ત્યાગી ફરજો

# જ્ઞાતિ વિરોની ફરજ અને અબળાની અરજ

( રાગ—ગઝલ )

વિચારો વીર જ્ઞાતિના તમોને વીનવી કહું છું
બળાપા બાળ લગ્નના તેના થકી હું તો બળી રહું છું
અરે ઓ જ્ઞાતિના વિરો દયા કંઇ ઉરમાં ધરજો
ખરે આ હીન્દની માંહે સુધારા પ્રેમથી કરજો

જુવો માતાપીતા મારાં અને સ્વામી ગયા સ્વર્ગે
નહીં કંઇ આશરો મારો હવે આ બાળ ક્યાં વરગે
કરી મોટી અરે મુજને પછી જો હોત પરણાવી
ખરેખર હાય મારી તો દશાના આવતી આવી

અરે આ બાળ લગ્નોથી બને છે સું જુઓ તાવી
બિચારી બાર વર્ષે તો જુઓને સાસરે આવી
અરે કન્યાતણા વાલી થયો આ દેશ સૌ ખાલી
સુખી રોતી ગયા ચાલી પીવાડી પ્રેમની પ્યાલી

છતાં કંઇ તો દયા સમ્મો સૌ જન આમ શું ભાખો
અરેરે આર્ય અબળાની હુટી ગઈ છે સૌ પાંખો

# કજોડાની કહેણી અને બાળાઓની લહેણી

## દુહો

કન્યાતણાં વેચાણ તો આ હિન્દમાં બહુ થાય છે
પૈસાતણા લોભે કરી અબળાઓ દુઃખમાં જાય છે

રાગ—સવૈયા

હિન્દતણા વતનીઓ બંધું કાર્ય આદર્યાં શું આજે
પૃથવી ઉપર જન્મ લેઇને પાપી પેટ ભરવા કાજે
દીકરી જેવું રત્ન ઉછેરી પૈસાની શું લાલચ કરો
ધીક પડયો અવતાર તમારો અવની વીષે બુડી મરો
કુંવારીકાનો જન્મ થાતાં તો માતપીતા બહુ હરખાયે
પાંચ વર્ષની થાતાં પહેલાં વર જોવા દોડી જાયે
રૂપ રંગ કેળવણી વધવા પ્રયત્ન પણ તે કાજ કરે
થસે રૂપાળી પુત્રી આપણી રૂપીઆ પાંચસો વધુ મલે
અધર એંકમાં એક પડયો છે દીકરીની તુલના તેવી
વખત જોઇ વધાવી લેઇશું આફત નાકી પડવા દેવી

આ સમય બિચારી બાળા અણુસમજુ થઇ ઉછળતી
પુખત થતાં પતિ નિરખી હંમેશાં મનમાં બળતી
વલોપાત વાણીમાં કરતી બેગ ઉપર અતીસે ભાવે
વૃદ્ધ પતિની વેઠ કરી શું સંસારે પહોંચે લાવો
મનુષ્ય દેહ તેમાં પણ અબળા શીયળ સાચવે સી રીત
મદન અગ્નિના પ્રચંડ ભડકા કેમ કરી નારી જીતે
પૈસા લેઇને દીકરી કેરૂં જીવન ઝેર મય શું કીધું
છતાં ધણીએ રંડાપો દેઇને વેર કહાંનું એ લીધું
સીની ગતતો સી જાણે છે તોપણ માતા દુષ્ટ થતી
દીકરી દુઃખમાં બળી જશે તે વીચાર દીલમાં ના કરતી
માતા તારો પ્રેમ અહું તેં લાલચમાં ઢાંકી દીધું
નવ મહીના ઉદરમાં રાખી આખર તેં કાળું કીધુ
વર્ણ આપણી ઉચ હતી દો નીચ કર્મ શું આચરતાં
ગુમી પૈસા ગયે નહી તો કન્યાવિક્રય શું કરતી,

સમાન વયનો પતિ હોય પણ દ્રવ્ય લેને કન્યા આપે
સાસરીઆં બહુ એનાં હેઈને બીચારીને સંતાપે

કામકાજ રા ઘરનાં કરજે ગુલામડી સમજાણી છે,
તારા બાપને પૈસા દેઈને તુજને ઘરમાં આણી છે

ધર્મ ગ્રંથ માં એમ કહે છે કન્યાવિક્રય જે કરસે
જીવિત જીંદગી કષ્ટ ભોગવી અંતે નર્ક મહી પડસે

બાળ તમારી જીવ બાળીને ગાળ અતિસે દેવાની
માબાપે અને કુવે ઉતારી હાય નિસાસા લેવાની

એજ નિસાસે માતપીતાનું સત્યાનાશ જરૂર જશે
ખોટા રસ્તામાં દ્રવ્ય જતાં પણ સુરખ અંતે હાથ ઘસે

વિપરીત બુદ્ધિ વિપરીત કાળે વિપરીત વાતે સુઝ પડે
ધર્મ નિતીનાં નામ ગયાંને સત્ય સાથ તકરાર નડે

હિંદવાસીઓ ભાઈઓ મારા અક્કલ ક્યાં તમ મારી ગઈ
પસ્તાવો પાછળથી કરસો બુદ્ધિ ક્યાંથી આવી થઈ

મોટા ઓ ખોટા કહેવાયા ઉંધા મારગ બતલાવે
અનેક વાર પોતાની બેટી બીજાઓને પરણાવે

સાત્રા પ્રમાણે લગ્ન થયાં તે ફરી ફરી શું બદલાવે
હિન્દ તારી પડતીના ચીન્હોનાં કારણ સૌ દેખાય

નિચ નારીઓ મનમાં જાણે આ પતિ સુજને નથી ગમનો
ચાર ફાંકડા સામે આવે જો જો ને દુરથી નમનો

પતિ કરતાં અતિ રૂપાળો મન મારૂં તેમાં લોભાય
ભાર શો છે એ દુષ્ટ પતિનો ખંજર કાઢી જો ભોકાય

બાળ રવડતાં મેલી નારીઓ ફરવાને ચાલી જાશે
તે કારણથી હીંદ દેશ આ તારી તો પડતી થાશે

સરળ પંથ છે આ કરતાં તો બાળ લગ્ન નામજ બાળો
નાની વયનાં સંતાનોને પરણાવાનું તો ટાળો

હિંદ દેશની સતિઓ શાણી ધર્મ માર્ગે મન રાખે
નિતી નીયમને માન આપીને સ્વર્ગ સુખ પોતે ચાખે

સત્ય વાત વીચરતા બંધું સત્ય કામ ના કરતા છે
દુષ્ટ કામના કરનાર નીચ ભાર નકામો ભરતા છે

કસાઈ તણાં તે કૃત્ય કરે છે વિશ્વપતિ તો શું સાંખે
વાત જવાદો બાળલગ્નની સભા ભરીને તે ભાંખે

પ્રાચિનની સતિઓને નીરખો સત્ય વાત સૌ કરતી
પતિ સેવામાં મગ્ન રહીને પાપી પેટ તે ભરતીતી
પર પુરૂષનો સ્પર્શ થાય તો નાહી ધોઇને પવિત્ર થતી
ધન્ય ધન્ય તેવી નારીને બુદ્ધિ જેઓની શુદ્ધ હતી

# વાંઢાના વિલાપ

નાગી નિનાનું ઘર તાળું રે; સહાય મ્હારે નારી વીના ઘેર તાળું
એનો દીપક છતાં અંધારૂં રે— સહાય મ્હારે

જઇ પનઘટ પર હું બેસું; રસિક રૂપાળી રામા દેખું
રડું અંતર નારી ધારૂં સારૂં રે-- સહાય મ્હારે

સ્નાનમાં જાગું છું જ્યારે; હળવું પડે હાથે મ્હારે
માંજું વાસણ વાસીદું વાળુ વાળું રે— સહાય મ્હારે

પાણી લાવું મં માથે; નહી કોઈ આવે સાથે
જગમાં જીવતર મારૂં ખારૂં ખારૂં રે— સહાય મ્હારે

સત્યનારાયણ તમે કૃપાળું; વાંઢા મેણું જો ભાગો મારૂં
શીરો ધરાવા ધારૂં ધારૂં રે— સહાય મ્હારે

એવી ઝંખના કરતો કરતો; જઇને કુવા પર સુતો
આવી નીંદ્રા સ્વપનું ભાળું ભાળું રે— સહાય મ્હારે

જ્ઞાતિ બંધું ઝાઝા આવ્યા; પરણાવા કેરી લાવ્યા
શ્રીફળ ગોરે મને આલ્યું આલ્યું રે— સહાય મ્હારે

મામા માસા કાકા કહે છે; આ કન્યા અતિ સુંદર છે
થઈ ખુશી ખુશી નિહાળું રે— સહાય મ્હારે

શાલિભાને ભોજન કીધાં; દુધપાક પુરી ભજીઆં કીધાં
વરઘોડે ફરવા ધારૂં ધારૂં રે— સહાય મ્હારે

નટપુરથી આણ્યાં તાસાં; રજાકનાં સુરતી વાજાં
ઘોડો સુંદર શણગારૂં શણગારૂં રે— સહાય મ્હારે

બની ઠણી સુંદર અલબેલો; વરઘોડો ફરવા નીકળેલો
અંતર મનસુબા ધારૂં ધરૂં રે— સહાય મ્હારે

મરીને બાળક અવતરીશું; નામ રૂડો રત્નો પડીશું
કીસ્મત ફૂળીયુ સારૂં સારૂં રે-- સહાય મ્હારે

પાંચ વરસનો રત્નનો થાતાં; મહીસાગર નાવા જાતાં
દુઃખનું આવ્યું વાદળ કાળું કાળું રે— સહાય મ્હારે

ગાડી સામે આવી અથડાઇ; અમ ગાડી ગઇ ઉથલાઇ
પડયો કુવામાં પાણી ભાળું ભાળું રે— સહાય મ્હારે

પાંચ શેર જ્યાં પીધું; વહુ-બાળક કયાંથી દેખું
દુઃખ શું ઉચારૂં મારૂં મારૂં રે— સહાય મ્હારે

મુસાફર એક દોડી આવ્યો; પાણીથી ઝટ બહારે લાવ્યો
નારીના મોહ વીસારૂં વીસારૂં રે— સહાય મ્હારે

( આ કવીતા મુંબાઇની શેઠાણીમાંથી લીધેલી છે )

મારી વ્હાલી બેનો ! તમારા સૌભાગ્યના શણગારરૂપી ખુબ સુરત માથાના વાળ શા માટે બગાડો છો ? તેનું રક્ષણ કરો.

# સૌભાગ્ય પાઉડર

દરેક ઘરમાં રાખવા લાયક ઉપયેગી આ અમારો પાઉડર કે જે વઈદક શાસ્ત્ર અનુસાર સુદ્ધ વનસ્પતીમાંથી તૈયાર કરેલો સુગંધીદાર પાઉડરથી તમારા માથાના વાળ ધોવાથી વાળ કાળા, લાંબા, સુંવાળા તેમજ ટકાઉ, ભરાવદાર બનાવે છે તેમજ આંખના તેમજ મગજના જ્ઞાનતંતુઓને અજબ ગુણ આપે છે. એકવાર દરેક સ્ત્રીને વાપરવા અમારી ખાસ ભલામણ છે.

સોડા કે સાબુથી વાળ ધોઇ વાળની ખુબસુરતી બગાડી ખરાબી કરનાર બેનોને અમારી ખાસ ભલામણ છે.

સેમ્પલ ૦–૧–૦ રતલના ૦–૧૨–૦

**સૌભાગ્ય ડીપો – આણંદ**

**બહાર ગામ માટે એજન્ટો જોઇએ છે.**

